વિકટોરીઆ

# ફીડલ ગાઈડ

અભ્યાસ પાઠ અને દેશી ગાયનના મુળતત્વો સહીત.


રચનાર:

જમશેદજી મનચેરશાહ બીલીમોરીઆ.


કીંમત: આના આઠ.




ધી રીપન પ્રીં૦ પ્રેસ કું૦, લી૦

૬૫૭૯

વિકટોરીયા

# ફીડલ ગાઇડ.

અભ્યાસ પાઠ

અને

દેશી ગાયણના મૂળતત્વો સહીત

રચનાર

જમશેદજી મનચેરશાહ બીલીમોરીઆ.

મુંબઇ:

ધી રીપન પ્રીંટીંગ પ્રેસ કુંપની, લીમીટેડમાં છાપ્યું છે.

૧૮૯૭.

કીંમત: આઠ આના.

# ખુલાસો.

લાંબો વખત થયો જોવામાં આવ્યું છે કે ઘણાએક ફીદલ શીખનારાઓ થોડો વખત સુધી ઉલટથી શીખવાનું ચાલુ કરી પછવાડેથી સંગીન (ગુજરાતી) ફીદલ ગાઇડોની ગેરહાજરીમાં ફીદલ ઉપર દેશી ગાયણ શીખવાનું છોરી દે છે અને જેઓ ચાલુ રાખે છે તેઓ Non-scientific ગાનું લઇ દોડે છે. એવી એક ફીદલ ગાઇડની જરૂર જણાવાથી આ વિક્ટોરીઆ ફીદલ ગાઇડ પ્રગટ કરવાની અદના કોશેશ કીધી છે, જે કોશેશ જો કે મોડી છે તોપણ એમાં ઘણા લાંબા વખતનો ફીદલ વીષેનો અનુભવ દાખલ કરવાની કોઇ પણ ટક જવા દીધી નથી. એમાં એક નવા શીખનારને સમજ આપવા માટે અભ્યાસ પાઠો દાખલ કીધા છે. અને દેશી ગાયણનો કાંઇક ખ્યાલ આપવા માટે 'દેશી ગાયણનાં મુળતત્વોવાળું લખાણ એક ટુંક સાર તરીકે રજુ કીધું છે. એ લખાણમાં કેટલેક ઠેકાણે બીજા ગાયણમાં પ્રવીણ ગ્રહસ્થોનાં લખાણમાંથી મદદ લીધી છે, બાકીનું કેટલુંક મારા અનુભવનું પરીણામ છે. એજ લખાણ 'દેશી ગાયણ વિધ્યાસાર' એવાં મથાળાં હેઠળ મેં 'જ્ઞાન વર્ધક' મધે પ્રગટ કીધું હતું જેમાં થોડો ફેરફાર કરી આ ચોપડીમાં પાછું દાખલ કીધું છે. ગાયણની નોટો સઘળી મારીજ રચેલી છે. એમાં તાઉસ, દીલરૂબા, અને હારમોન્યમ માટે 'સારેગમ'ની નોટ નથી આપી તેનું કારણ એ છે કે તેમ કરતાં ફીદલ ઉપરની રાગરાગણીની નોટોમાં ઘણો ફરક પડી જાય છે, અને કોઇ ઠેકાણે જો correspond થાય છે તો રાગણીની બાંધણીમાં ફેર પડી જાય છે અને જયાં જે સુર ફીદલ ઉપર કોમળ (flat) લખવાં હોય ત્યાં કોઇવાર તેજ સુરો Natural લખવાં પડે, ઘણુંકરીને હારમોન્યમ સાથે ફીદલ વગાડતી વખતે એમજ કરવું પડે છે. વળી તાઉસ, દીલરૂબામાં આપણે સપતક (octave) બદલીએ તેમ ફીદલની નોટોમાં ફેર પડી જાય છે, તેથી આ ચોપડી એક ફીદલ વજાડનાર માટે ઉપયોગી થઇ પડે એવી નેમ રાખી છે. ઘણા વજાડનારાઓ આવી બારીક બાબદો ઉપર ધ્યાન આપતા નથી.

એટલું છતાં પણ જો કોઇ સાહેબને આ ચોપડી ઉપરથી તાઉસ, દીલરૂબા, અને હારમોન્યમ અથવા પીયાના ઉપર વજાડવું હોય તો ૯ માં અભ્યાસ પાઠમાં જે એકસરસાઇઝ આપી છે તે ઉપર ધ્યાન આપવાથી એમ પણ બની શકશે. એ એકસરસાઇઝમાં નંબર ૩ થી નબર ૯ સુધી જે નોટ લખી છે તેમાં બીજી દોરી 'ઓપન'ને દેશી સારંગી ઉપર શરૂ કરવામાં આવતો 'સા' (અથવા ખરજનું સુર) સમજવો, પેહેલી દોરી 'ઓપન'ને 'પ' (પંચમ) સમજવો, ત્રીજી દોરી 'ઓપન'ને lower octaveનો 'મ' (મધ્યમ) સમજવો. નીચલા અવાજનાં ગીત માટે ત્રીજી દોરી 'ઓપન'ને 'સા' સમજવો. એવી રીતે જરાક બારીક ધ્યાન આપવાથી આ ચોપડીમાં લખેલી પછવાડેની બધી નોટો બીજાં વાજીંત્રોમાં પણ ઉતારી શકાશે.

મુંબઇ, તા૦ ૨૭ મી
અક્ટોબર ૧૮૯૭.

જ. મ. બી.

૬૫૪૮

## વિકટોરીયા

# ફીદલ ગાઇડ.

### અભ્યાસ પાઠ ૧ લો.

#### ફીદલ અથવા વાયોલીન.

ફીદલનો કુંચી (Pegs) આગળનો ભાગ તે ફીદલનું માથું કહેવાય. ફીદલનું માથું અને દાંડાની વચ્ચે જે ખાંચો છે તે ફીદલની ગરદન કહેવાય ( ફીદલ હાથમાં લેતી વખતે આપણા ડાબા હાથના અંગોઠા અને પેહેલાં આંગલાંની વચ્ચે એ ખાંચાવાળો ગરદનનો ભાગ બેસાડવો જોઇએ ). ફીદલના દાંડા અથવા હાથાની ઉપર (દોરીની નીચે) જે કાળું પાટીયું છે તે આંગલાં મુકવાનું પાટીયું (Finger board) કહેવાય છે. ફીદલને છેડે દોરીઓ પોવા માટે જે લાકડાંનો ત્રીકોણ કટકો છે તે 'તેલ' (Tail-piece) કહેવાય છે. આંગલાંના પાટીયાં અને 'તેલ'ની વચ્ચે જે ઉભો લાકડાંનો ફેનસી ટુકડો છે તેને ઘોડી (Bridge) કહે છે. બ્રીડજની આસેપાસે બે ખાંચાં (Holes) છે તે અવાજ આવજાવ કરવાના નાંકાં (Sound-holes) કહેવાય. એ ખાંચાની અંદર ફીદલના અંદરના ભાગમાં બ્રીડજની હેથે જે દીવાસલીના જેવા કકડા મુકયા છે તે 'સાઉન્ડીંગ-પોસ્ત' (Sounding-post) છે.

ફીદલ પકડવાની અંગ્રેજી રીત એ છે કે ફીદલની 'તેલ' આગળનો (ફીદલને છેડેનો ડાબા હાથ ઉપરનો) ભાગ આપણી હડપચી અને છાતીની ઉપરનું ડાબી તરફનું હાડકું (Left collar-bone or left-clavicle) એ બેની વચે પકડી રાખી ઉપર હડપચી ધીમા દબાણથી દાબી રાખવી અને ઉપર લખ્યું છે તેમ ગરદનનો ખાંચાવાળો ભાગ ડાબા હાથના અંગોઠા અને પેહેલાં આંગલાની વચ્ચે બેસાડવો.

### અભ્યાસ પાઠ ૨ જો.

#### દોરીઓ (Strings)

ફીદલ હાથમાં લેતાં જમણી બાજુની દોરી જે જીણા સાદની તથા બારીક છે તે પેહેલી દોરી (ફર્સ્ટ સ્ત્રીંગ).

પેહેલી દોરીની પાસેની (ડાબી બાજુની) દોરી જે પેહેલી કરતાં જરાક જાડી છે તે બીજી દોરી (સેકન્ડ સ્ત્રીંગ).

બીજી દોરીની પાસેની (ડાબી બાજુની), યાને બીજી અને ચોથીની વચમાંની દોરી જે વધારે જાડી છે તે ત્રીજી દોરી (થર્ડ સ્ત્રીંગ).

ડાબા હાથપરની પેહેલી (રૂપેરી) દોરી જે ઘાડા અવાજની છે તે ચોથી દોરી (ફોર્થ સ્ત્રીંગ).

ત્રીજી અને ચોથી દોરીનો અવાજ પેહેલી અને બીજી દોરીના અવાજ કરતાં વધારે ઘાડો છે તોપણ જો કોઇ વખતે આપણને ઉંચા સાદે ગાવાનું શરૂ કરવું હોય તો ચોથી દોરીથી નોટ શરૂ કરી, ચોથી ત્રીજી અને બીજી દોરીપર ગાઇએ તો અવાજ બરોબર મલે છે.



## અભ્યાસ પાઠ ૩ જો.

### દોરીઓ પોવાની રીત.

ફીદલ હાથમાં ધરતાં જમણી બાજુએ બે કુંચી માલમ પડે તેમાંની નીચલી કુંચી (ફીદલની ગરદન આગળની) તે પેહેલી દોરી ભેરવવાની પેહેલી કુંચી સમજવી. તેની ઉપરની (ફીદલનાં માંથાં ભણીની) કુંચી તે બીજી દોરી ભેરવવાની અથવા બીજી કુંચી સમજવી.

હવે ડાબી બાજુ નજર કરતાં જે ઉપરની કુંચી છે (ફીદલનાં માંથાં તરફની) તે ત્રીજી કુંચી ચાથવા ત્રીજી દોરી પોવાની કુંચી અને ત્રીજી કુંચાની હેઠેની (ફીદલની ગરદન આગળની ડાબી બાજુની કુચાને) ચોથી કુંચી જાણવી.

ફીદલની 'તેલ' ને મથાળે બ્રીડજની તરફ) ચાર નાંકાં છે. તેમાં જમણી બાજુનાં પેહેલાં નાંકાંમાં, પેહેલી દોરી (ફર્સ્ટ સ્ત્રીંગ જે બારીક છે તે)ના એક છેડાને ગાંઠ વાલીને તે ગાંઠવાળો છેડો અંદર ઉતારવો, પછી આખી દોરીને જમણીજ બાજુએ રાખી, બ્રીડજપર જમણી બાજુએ મુકવી, અને આંગલાં મુકવાનાં પાટીયાં (ફીંગર-બોર્ડ) પરથી લઇને તેનો બીજો છેડો જમણી બાજુની નીચલી પેહેલી ચાવીની વચ્ચે જે નાંકું છે તેમાં ભેરવવી, અને પછી કુંચીને આપણી સામેની એટલે ફીદલનાં માથાં ભણીની બાજુએ, દોરી તંગ થાય ત્યાં સુધી ફેરવવી, એમ કરતાં સંભાલ રાખવી કે બ્રીડજ આપણી સામેની બાજુએ વાંકો વળી પડી નહીં જાય.

પેહેલી દોરી ચાવીમાં ગોઠવાયા પછી બીજી દોરી ( જે પેહેલી કરતા જરા જાડી

છે તે )ના એક છેડાને વળી ગાંઠ મારી, તે ગાંઠ ' તેલ 'ને મથાળેની જમણી બાજુનાં બીજાં ( પેહેલી દોરીનાં નાંકાંની પાસેનાં ડાબી બાજુનાં ) નાંકાંમાં ઉતારવો, પછી તેને આપણી જમણીગમ ( પેહેલી દોરીની ડાબી ગમ ) રાખી, બ્રીડજ તથા ' ફીંગર બોર્ડ ' પરથી લઇ, જમણી બાજુની ઉપરની ( ફીદલનાં માથાં ગમની ) જે બીજી ચાવી છે તેની વચ્ચેનાં નાંકાંમા બીજો છેડો પોઇ, દોરી તંગ થાય ત્યાં સુધી કુંચીને આપણાથી ઉલટી બાજુએ ( ફીદલનાં માંથાં ગમ ) ફેરવવી.

હવે ત્રીજી દોરી જે બીજી કરતાંબી જાડી છે તે ' તેલ 'ને મથાળેનાં જમણી. ગમથી ત્રીજાં અથવા બીજી દોરીનાં નાકાંની ડાબી બાજુનાં નાંકાંમાં ( એક છેડાને ગાંઠ વાળીને ) ઉતારવી, પછી બ્રીડજ તથા ' ફીંગર બોર્ડ ' પરથી લઇને, ડાબી બાજુએ મથાળાં ભણી ( ફીદલનાં માંથાં ગમ ) ઉપરની જે ત્રીજી કુંચી છે તેનાં વચલાં નાંકાંમાં બીજો છેડો પોઇ, કુચી આપણાથી ઉલટી બાજુએ ફેરવી તંગ કરવી.

ચોથી ( રૂપેરી દોરી ) જે બાકી રહી તે એજ પ્રમાણે ' તેલ 'ને મથાળે ડાબી બાજુનાં પેહેલાં ( જમણી બાજુથી ચોથાં ) નાંકાંમાંથી પોઇ, ડાબી બાજુની નીચલી કુંચીમાં ભેરવીને તંગ કરવી.

જો ફીદલપર કંઇજ દોરીઓ બાંધી નહીં હોય અને બધી દોરીઓ નવેસરથી બાંધવી હોય તો પેહેલે પેહેલી અને બીજી દોરીઓ બાંધીને તરત એકદમ તંગ કરવા મંડી જવું નહીં, કારણ કે એમ પેહેલી અને બીજી દોરીઓ એકદમ તંગ કીધાથી બ્રીડજ ઉપર ત્રીજી અને ચોથી દોરીનું કંઈ દબાણ નહીં હોવાથી, બ્રીડજ ખસી જઇ વાંકો વળી જાય, તેથી જ્યારે નવેસરથી દોરીઓ બાંધવી હોય ત્યારે બધી દોરીઓ પેહેલે ધીલી પોઇ લેવી, પછી બ્રીડજપર નજર રાખતા રેહેવું, અને દોરીઓને આસતે આસતે તંગ કરતા જવું ( એટલે કે દોરીઓ તંગ કરતી વખતે બ્રીડજપર એક સરખું દબાણ ( Pressure ) થાય એમ કરવું. )

---

## અભ્યાસ પાઠ ૪ થો.

### ' બો ' ( ફીદલની લાકડી )

' બો ' ની લાકડી હમેશ વચમાંથી વળેલી ( Curved ) હોય તે ' બો ' પસંદ કરવા જોગ છે.

ફીદલને ડાબા હાથમાં ધરી ' બો ' જમણા હાથમાં રાખવી. ડાબા હાથના અંગોઠા અને તેની પાસેનાં આંગલાંની વચ્ચેના ગાળામાં ફીદલની ગરદન આગળનાં

ખાંચાને બેસાડવો, અને ' બો ' ને જમણા હાથના અંગોઠા અને આંગલાંઓ વચ્ચે સરખી પકડીને બ્રીડ્જ અને આંગલાં મુકવાનાં પાટીયાં ( ફીંગર બોર્ડ ) ની અધવચ્ચે ફેરવવી.

' બો ' ફેરવતી વખતે સંભાલ રાખવી કે એક દોરીપર ફેરવવાને બદલે બીજી દોરીપર ફેરવઇ નહીં જાય. કોઇ વખતે આપણાથી આંગલાં બીજી દોરીપર મુકીને ' બો ' ભુલમાં પેહેલી દોરીપર ફેરવઇ જવાએ છે ( તેથી એકને બદલે બીજી દોરીનો સાદ નહીં નીકળે તેની સંભાલ રાખવી. )

' બો ' ને હમેશ રાજમ લગાડેલી રાખવી. જો રાજમ લગાડવામાં ન આવે તો ' બો ' સ્ટ્રીંગ ( દોરી ) પરથી સરી જાય અને ' બો ' ના બાલ પણ ખરી જાય. આપણે રાજમ જે લગાડીએ છીએ તે એ કારણથી કે 'બો' સ્ટ્રીંગ પરથી સરી નહીં જાય અને ઘસારો ( Friction ) બરોબર થાય.

---

## અભ્યાસ પાઠ ૫ મો.

### સુર

સુર એટલે ગાયણનો અવાજ. જ્યારે બોલવાના અવાજને ધ્રુજાવીને તથા વખત ( Timo ) આપીને બહાર કાઢીએ ત્યારે ગાયણનો અવાજ બનેછે, જેમકે ' પ ' બોલને ધ્રુજાવીએ અને વખત આપીને ' પઅઅઅ ' એવો અવાજ કાઢીએ તો તે ગાયણનું સુર કહેવાય.

ગાયણમાં સુર સાત છે—સા. રે, ગ, મ, પ, ધ, ની. આ સાત સુરોના એક જથ્થા ( Group ) ને સપતક કરી કહેછે અંગ્રેજીમાં પણ સાત સુરો છે. Do-re mi-fa-sol-la-ci (જે વાજીંત્રમાં C, D, E, F, G, A, B તરીકે ઓળખાય છે.)

કોઇ કહેશે કે ગાયણમાં સાતજ સુર કાંય હોય? કાંય નહીં દસ, બાર, કે પંદર, અથવા પચીસ સુર હોય? એની સમજણ એમ છે કે જો આપણે ' સારેગમ ' આપણા હેથલા અવાજથી ગાવા માંડીએ અને જ્યાં સુધી આપણો અવાજ પુગી શકે ત્યાં સુધી ગાઇએ તો આપણને માલુમ પડશે કે સા-રે-ગ-મ-પ-ધ-ની એ સાત બોલ પુરા કીધા પછી ' આથમો ' ' નવમો ' બોલ ગાવો જે શરૂ કરીશું તે ' પેહેલા ' અને ' બીજા ' બોલને મલતોજ નીકળશે. પેહેલા સાત બોલ ગાયા કે બીજા સાત બોલનો ઝુમખો પેદા થશે, બીજા સાત બોલનો ઝુમખો ગાઇ રહ્યા કે ત્રીજા સાત બોલોનો ઝુમખો પેદા થશે. એ ઝુમખાઓમાંથી

બીજો યાને ઉંચા સુરવાલો ઝુમખો પેહેલા અથવા નીચાં સુરવાલા ઝુમખાને મલતો આવશે, પણ અવાજમાં સાત સુર ઉંચે ( An octave higher ) એજ પ્રમાણે ત્રીજા સાત બોલનો ઝુમખો બીજા ઝુમખાને મલતો આવશે પણ વળી અવાજમાં સાત સુર ઉંચે–એ પ્રમાણે.

આ સાત સુર આપણે આખાં ગાઇએ તે Natural એટલે સુધ્ધ અથવા કુદરતી કહેવાય છે; પણ જ્યારે 'સા' થી 'ની' સુધી ( ચઢતા ) ગાતા હોઇએ, તે વખતે વચલાં સુરોને અર્ધસુર ઓછાં અથવા નીચાં ગાઇએ તેને Flat અથવા કોમળ કહેછે; અને 'સા' થી 'ની' સુધી ગાતાં વચલાં સુરોને અર્ધ સુર વધત ( અથવા ગળાંમાંથી સ્વર કાઢતાં ઉંચાં ) ગાઇએ તેને Sharp અથવા તીવ્ર કહેછે. ( દેશી ગાયણમાં પેહેલું સુર 'સા' અને પાંચમું સુર 'પ' હમેશ કુદરતી રહેછે, એ બે સુરો કોમળ, તીવ્ર થતાં નથી )

હવે આ સાત બોલો ( સુરો ) નો ખપ ગાયણમાં ઘણોજ પડે છે, અથવા એ બોલો વગર ગાયણને ચાલેજ નહીં તેનો દાખલો લઇએ 'સરોદો આ સુનો શીરીન' અથવા 'સરારારે અરે બુલબુલ'—એ ગીતમાં 'સારેગમ' ના બોલો નીચે પ્રમાણે આવેછે :--

સરારારે અરે બુલબુલ

સાસાગમ ગમ પ ધ

આ બોલોના અનુક્રમ ઉપર ઉપલાં ગાયણની લીટી બંધઈ, તેથી સમજવું કે જ્યારે 'સારેગમપધની' એ બોલો જુદી જુદી રીતે ગોઠવાય, એમાંનો કોઇ એ ગોઠવણીમાંથી જતો રહે, તથા કોઇ બે અથવા ત્રણ અથવા વધારે વખત આવે, એ રીતે એ બોલોનો અનુક્રમ બંધાય ત્યારે જુદાં જુદાં ગીતો ઊપ્તન્ન થાય, પણ વળી જ્યારે એજ બોલો જુદી જુદી રીતે ગોઠવાયા ઉપરાંત, જુદી જુદી રીતે કોમળ તીવ્ર થાય ત્યારે રાગરાગણી ( Tunes ) બંધાય, જેમકે 'મુલતાની' ( શ્રીરાગમાંથી નીકળતી એક ધુન ) નું ગીત લઇએ.

'કબસુમરોગેરામ, અબતુમ, કબસુમરોગેરામ' આ લીટીમાં 'સારેગમ' ના બોલો

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | બ | સુ | મ | રો | એ | ગેએરા | આમ | અબતુમ | કબ | સુમ | રોએ | ગેએ | રામ | |
| ની | ની | ની | ની | સા | સા | મગમ· | ગ રે, | ગમપ, | ગમ | પમ | ગરે | ગરે | સા | |
| \| | \| | \| | \| | | | \| | \| | \| | \| | | \| | \| | | |
| તીવ્ર | તીવ્ર | તીવ્ર | તીવ્ર | | | કોમળ | કોમળ | કોમળ | કોમળ | | કોમળ | કોમળ | | |

એવી રીતે આવ્યા. એમાં પેહેલા ચાર 'ની' તીવ્ર આવ્યા અને પછવાડેના સઘલા 'ગ' કોમળ આવ્યા. વળી 'તુમ' બોલ માટે એકજ સુર 'પ' વપરાયું. લીટીને છેડેના બોલો 'રો' અને 'ગે' માટે 'ગરે' 'ગરે' એવાં બે સુર આવ્યાં (તેથી 'રો' ગાવામાં 'રોઓ' થયું) અને છેલ્લો બોલ 'રામ' માટે એકજ સુર 'સા' આવ્યું (અહીં સારેગમના બોલો ચોકસ અનુક્રમમાં ગોઠવાયા, અને ચોકસ રીતે કોમળ તીવ્ર થયા) એ ઉપરથી સમજાશેકે 'સારેગમ' ના બોલોનાજ અદલ બદલ થવાથી તથા એના અવાજ વધતા ઓછા થવાથી રાગ, રાગણીઓ, અને ગાયણો રચાયાં છે. જુદી જુદી રાગ રાગણીમાં જે રીતે કોમળ તીવ્ર સુરો થાય છે, તે કોમળ તીવ્રપણું વધવા અથવા ઘટવાથકી રાગ રાગણીઓ (નરમ કે જલ્લદ બની) જુદા જુદા જુસ્સાઓ રજુ કરેછે.

---

## અભ્યાસ પાઠ ૬ થો.

### સુર મેળવવાની રીત.

૧—અંગ્રેજી રીત પ્રમાણે 'ત્યુનીંગ ફૉર્ક' થી સુર મેળવવું 'ત્યુનીંગ ફૉર્ક' ને કંઇબી ચીજ સાથે અફાળીને તરત ફીદલનાં લાકડાંઉપર લગાડવો અને જે સાદ નીકળે તેપર બીજી દોરી (Second string) માંડવી. બીજું એક નાનું ચાર નળીનું વાજાનાં જેવું આવેછે જેને Pitch pipe કહેછે, તેના ખુલ્લાં નાંકાંઓમાં મોઢેથી વજારવાથી સાદ નીકળે છે. એમાંનું ડાબી તરફનું નાકું જેની ઉપર G લખેલો છે તે ચોથી દોરી માટે છે. તે વજારીને તેના સાદ બરોબર ચોથી દોરી મેળવવી. G નાંકાંની પાસેનાં નાંકાંપર D લખેલો હોય છે તે ત્રીજી દોરીમાટે છે, તે વજારીને તેના સાદ બરોબર ત્રીજી દોરી મેળવવી. બીજી દોરીને માટે A વાલું નાકું વજારવું, અંગ્રેજીમાં E, A, D, G, પેહેલી, બીજી, ત્રીજી, તથા ચોથી દોરી માટે છે.

| E | A | D | G |
|---|---|---|---|
| પેહેલી દોરી | બીજી દોરી | ત્રીજી દોરી | ચોથી દોરી |

૨—પેહેલે એક દોરીને ચઢાવીને મધ્યમ તંગ કરવી, પછી બીજી તેનેથી ઉંચા સાદની દોરી (higher string) પર ત્રીજું આગલું મુકવું, અને એકજ વખતે બેઉ દોરી ઉપર 'બો' ફેરવવી, જેમકે ત્રીજી ને બીજી દોરી સાથે મેળવવી હોય તો બીજી દોરી ઉપર ત્રીજું આંગલું મુકવું અને ત્રાજી દોરી ખાલી (open) રાખી બેઉ દોરી પર એકજ વખતે 'બો' ફેરવવી—એમ કીધાથી રાગ એક સરખો

નીકળેતો બેઉ દોરીનું સુર મળેલું સમજવું. જો સુર નહીં મળ્યું હોયતો સરખું થાય ત્યાં સુધી દોરી ચઢાવ ઉતાર કરવી.

રીત—Higher string પર third finger મુકવું અને lower string open રાખી higher અને lower string એ બેઉ પર 'બો' ફેરવવી.

દાખલો—ત્રીજી અને બીજી દોરીઓ.

$\overset{\frown}{32}$
03 (બે ઉપર એકજ વખતે 'બો' ફેરવવી)—બીજી અને પેહેલી દોરીઓ

$\overset{\frown}{21}$
03 (ઉપર પ્રમાણે)

૩—'સારેગમ' પર માંડવું. જેમકે, બીજી અને પેહેલી દોરીઓ માંડવી હોય તો બીજી દોરી પર આંગલું મુક્યા વગર 'બો' ફેરવી વજારવું અને તેને 'સા' ગણવો.

બીજી દોરીપર પેહેલું આંગલું મુકી વજારવું અને તેને 'રે' ગણવો. પછી બીજું આંગલું મુકી વજારવું તેને 'ગ' ગણવો અને બીજી દોરીપરજ ત્રીજું આંગલું મુકી વજારવું તેને 'મ' સમજવો.

હવે પેહેલી દોરી ઉપર આંગલું મુકયા વગર વજારવું અને જોવું કે 'પ'નો અવાજ નીકળેછે કે નહીં? જો નીકળેતો જાણવું જે સુર મળ્યું, નહીં તો કે સુર નીકળે ત્યાં સુધી પેહેલી દોરી ચઢાવ ઉતાર કરવી. એજ પ્રમાણે ત્રીજી અને બીજી દોરી માંડવી હોયતો 'સા' બોલ ત્રીજી દોરી 'ઓપન'થી શરૂ કરવો, અને 'પ'નો અવાજ બીજી દોરી 'ઓપન' પર તપાસવો. એવીજ રીતે ત્રીજી અને ચોથી દોરીઓ ગોઠવવી,

દાખલો—બીજી અને પેહેલી દોરી

| | | | | | |
|---|---|---|---|---|---|
| S | 2 | 2 | 2 | 2 | 1 |
| F | 0 | 1 | 2 | 3 | 0 |
| | સા | રે | ગ | મ | પ |

ત્રીજી અને બીજી દોરી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| S | 3 | 3 | 3 | 3 | 2 |
| F | 0 | 1 | 2 | 3 | 0 |
| | સા | રે | ગ | મ | પ |

એજ પ્રમાણે ચોથી અને ત્રીજી—જો સુર મળ્યું ન હશે તો 'પ'નો અવાજ બરાબર નીકળશે નહીં.

૪—કોઇ ગીત વજારવું જેવું કે 'ફાગણ કે દીન ચાર'. અહીં 'ચાર' બોલ ત્રીજી રીતમાં લખ્યું છે તેમ 'પ'ના અવાજપરજ નીકળશે, તેથી ચોથી અને ત્રીજી દોરી મેળવવી હોયતો ત્રીજી દોરી 'ઓપન' કરતાં (ખાલી વજારતાં) 'ચાર' બોલનો અવાજ માલમ પડશે. જો ત્રીજી અને બીજી મેળવવી હોયતો 'ચાર, બોલ બીજી 'ઓપન' પર નીકળશે—એજ પ્રમાણે જો બીજી અને પેહેલી દોરી મેળવવી હોયતો 'ચાર' બોલ પેહેલી દોરી 'ઓપન' પર નીકળશે.

ત્રીજી અને બીજી દોરી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | *f* | | |
| S | 33 | 33 | 3 | 33 | 2 |
| F | 00 | 11 | 2 | 33 | 0 |
| | ફાઆ | ગણુ | કે | દીન | ચાર |

બીજી અને પેહેલી દોરીઓ

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | *f* | | |
| S | 22 | 22 | 2 | 22 | 1 |
| F | 00 | 11 | 2 | 33 | 0 |
| | ફાઆ | ગણુ | કે | દીન | ચાર |

૫—કોઇબી બે દોરીઓ ઉપર આંગલું મુકયા વગર 'બો' ફેરવવી અને સુર કાનને બંધ બેસતું લાગે ત્યાંસુધી દોરીઓ મેળવવી પણ એમ કરવાને ઘણી 'પ્રૅકતીસ' જોઇએ.

પેહેલેથી બીજી અને પેહેલી દોરીઓ ગોઠવીએ તો સારૂં કારણકે જો ચોથી અને ત્રીજી પેહેલેથી ગોઠવીએ, અને તે જો ઉંચે ગોઠવઇ ગઇ હોય તો તેનાં પ્રમાણમાં બીજી અને પેહેલી દોરીઓ વધારે ને વધારે ઉંચે ચઢાવવી પડે અને તેથી પેહેલી દોરી તુટી જાય.

દોરી ચઢી ગેઇ હોય તો ઉતારવી—પણ જરા સેજ ચઢી હોય તો આંગલાં વતી આપણી તરફ ખેંચવી—એમ ખેંચવાથી બરાબર થઇ જાયછે, કેમકે ત્યુનમાં જો સેજ ફરક હોય તો કુંચી ફેરવ્યાથી વળી ઉતરી જાય છે.

દોરી ઉતરી ગઈ હોય તો ધીમે ધીમે ચઢાવવી ( step by step )—એકદમ ચઢાવવી નહીં.

કેટલાક જણને 'હાઇ ત્યુન' ઘણો પસન્દ હોય છે. પણ ત્યુન ઘણોજ ઉંચો રાખવાની જરૂરજ હોય એમ કાંઇ નથી. (અલબત અંગ્રેજીમાં 'હાઇત્યુન' કરવોજ જોઇએ.)

ફીદલ 'હાઇ ત્યુન' કરીને વજારી હોય, પછી પાછી દાબરામાં અથવા તેનાં ઠેકાણાંપર મુકીએ ત્યારે પેહેલી અને બીજી દોરીઓ થોડી થોડી ઉતારીને મુકવી.

---

## અભ્યાસ પાઠ ૭ મોં.

### આંગલાંઓ—તેમની જગ્યા.

ડાબા હાથના અંગોઠાની પાસેનું નીશાન દેખાડનારૂં આંગલું ( Fore-finger ) તે પેહેલું આંગલું ( ફર્સ્ટ ફીંગર ) સમજવું.

ડાવા હાથનું વચલું આંગલું ( Middle finger) તે બીજું આંગલું ( સેકન્ડ ફીંગર) જાણવું.

વચલાં આંગલાં અને નાનાં આંગલાંની વચ્ચેનું વીટી પેહેડવાનું આંગલું (Ringfinger) તે ત્રીજું આંગલું (થર્ડ ફીંગર) કહેવાય.

છેલ્લું અથવા નાનું આગલું તે ચોથું (ફોર્થ ફીંગર)—

ડાબા હાથના અંગુઠા અને તેની પાસેનાં આંગલાંની વચ્ચેના ગાળામાં ફીદલની ગરદન (Neck) આગલનાં ખાંચાને બેસાડવો; પછી ફીદલની ગરદન આગળ અથવા તો આંગલાં મુકવાનાં પાટીયાં ( Finger board ) ને મથાળે એક પતી છે, તે પતી આગળથી એક ઇંચને તફાવતે પેહેલું આંગલું મુકવું.

પેહેલાં આંગલાંથી એક ઇંચને તફાવતે બીજું આંગલું મુકવું, બીજાંની તરત પાસે ત્રીજું આંગલું મુકવું. ત્રીજાં આંગલાંથી એક ઇંચને તફાવતે ચોથું આંગલું વાપરવું. (આ આંગલાંઓની જગ્યામાં અને અંગ્રેજીમાં ફેર પડે છે.)

આ આંગલાઓ મુકવાની જે જગ્યા છે તે દેશી ગાયણ માટે છે, હવે જો પેહેલું આંગલું 'કોમળ' (Flat) વજારવું હોય તો એની જગ્યાપરથી ઉંચકી અરધો ઇંચ ઉપર એટલે કે આપણાથી ઉલટી બાજુએ અથવા ફીદલનાં માંથાં ભણી 'ફીંગર બોર્ડ' ને નાકે જે પતી છે તે પતી આગળ લઇ જઇ મુકવું.

બીજું આંગલું 'કોમળ' (Flat) વજારવું હોય તો તેની જગ્યાપરથી ઉંચકી અરધો ઇંચ ઉપર અથવા પેહેલાં આંગલાંની નજદીક લઇ જઇ મુકવું. ત્રીજું

આંગલું 'કોમળ' (Flat) મુકવું હોય તો (દેશી ગાયણ માટે) બીજાં આંગલાંની જે કુદરતી જગ્યા છે તે પર લઈ જઇને મુકવું.

ચોથું આંગલું કોમળ (Flat) વજારવું હોય તો તેની જગાપરથી ઉંચકી અરધો ઇંચ ઉપર અથવા ત્રીજાં આગલાંની પાસે લઇ જઇ મુકવું.

'નોત'માં ત્રીજું આંગલું 'કોમળ' (Flat) કદાચજ આવેછે.

જો પેહેલું આંગલું તીવ્ર (sharp) વજારવું હોય તો તેની જગાપરથી ઉંચકી લાવી નીચે બીજાં આગલાંની નજદીક મુકવું. બીજું આંગલું તીવ્ર (sharp) વજારવું હોય તો તેની જગ્યાપરથી ઉચકી લાવી નીચે ત્રીજા આંગલાંની જગ્યા ઉપર સેરવવું. ત્રીજું આંગલું તીવ્ર (sharp) વજારવું હોય તો તેની જગ્યાપરથી ઉંચકી લાવી નીચે ચોથાં આંગલાંની છેક નજદીક લાવી મુકવું.

યાદ રાખવું કે ગાવામાં જે 'કોમળ' અથવા અર્ધ સુર નીચે તે ફીદલ વજારવામાં અર્ધ ઇંચ આંગલું ઉપર (ફીદલની ગરદન તરફ) અને ગાવામાં જે તીવ્ર અથવા અર્ધ સુર ઉંચે તે ફીદલ વજારવામાં અર્ધ ઇંચ આંગલું નીચે (આપણી તરફ).

'ઉપર' એટલે ફીદલનાં માથાં અથવા ગરદન ભણી.

'નીચે' એટલે આપણાં મોઢાં ગમી.

'નોટ' માં જે જે ઠેકાણે ત્રીજી દોરીનું ત્રીજું આંગલું તીવ્ર લખ્યું છે તે આંગલું ત્રીજી દોરીપર ચોથાં આંગલાંની નજદીક લઇ જઇ મુકયાથી વાગશે. પણ જ્યારે સારંગીના જેવો સાદ કાઢવો હોય ત્યારે ત્રીજી દોરીનું ત્રીજું આંગલું ( ચોથાં આંગ-ની નજદીક લઇ જઇને ) તીવ્ર વજારતાંજ એકજ 'બો' માં બીજી દોરીપર આંગલું મુકયા વગર વજારવું, એટલે કે પેલાં ત્રીજી દોરીનાં ત્રીજાં તીવ્ર આંગલાંની સાથેજ બીજી દોરીપર આંગલું મુકયા વગર 'બો' ફેરવવી—અહીં ત્રીજી દોરીનાં ત્રીજાં તીવ્ર આંગલાંનો સાદ, અને બીજી દોરીપર આંગલું મુકયા વગરનો અવાજ, એ બેઉ એક બીજા સાથે મળશે, અને સારંગી જેવો સાદ નીકળશે. ( જેમ કરણાટી ફીદલ વજાર-નારા વજાડે છે તેમ ).

જયારે એક લીટીને છેડે એમ વજારવાનું આવે ત્યારે એવીજ રીતે વજારવું ( સારંગી જેવો સાદ કાઢવો ) પણ તેજ વખતે બીજી દોરીપર આંગલું મુકયા વગરનો અવાજ પાછો ખુલ્લો (પ્રગટ) Separate કરવો જેમકે નીચલી લીટીમાં નોટનો છેલ્લો

બોલ જુઓ (બો જમના હાથ તરફથી ડાબા હાથ તરફ ફેરવી $\frac{2}{0}$ અને $\frac{3^{s}}{3}$ એ બે સાથે વજારવા પછી $\frac{2}{0}$ છુટું વજારવું ).

### બેહાગ—ગઝલ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| S 2 | 2 2 1 1 | 1 1 | 1 1 (tied) | 1 1 2́ | 2 1 1 (tied) | 2 2 | 3 (s) | 2 |
| F 0 | 2 3 0 2 | 3 2 | 1 0 | 0 0 2, | 3 0 1 | 3 2 | 3 | 0 |
| | | | | | | | 2 | |
| | | | | | | | 0 | |

હાં તા બ ઉસ કે દેખ ને કી ઇ, ન લા એ ચ લે એ ગ એ એ̂ એ

સારંગી જેવો અવાજ.

આ રીત જરા ભારી છે તેથી પછવાડેની નોટમાં આવી રીતે લખ્યું નથી.

આંગલાંઓ દોરીઓ ઉપર ઠેડવીને મુકવાં, અને ઘડી ઘડી સંકોચાવી નાંખવાં નહીં પણ એક બીજાંથી છુટાં પાડીને ઉપયોગ કરવો.

કોમળ તીવ્ર આંગલાંઓ ઉપર ઘણુંજ ધ્યાન આપવું, કારણકે કોઇ વખત આંગલું 'કોમળ' હોય તોબી આપણાથી ધ્યાનમાં ને ધ્યાનમાં તેની જગ્યાપરજ મુકઇ જવાયછે, અને આંગલું 'કોમળ' નહીં પડવાથી રાગનો અવાજ જુદી તરેહનો નીકળેછે. કોઇનો ડાબો હાથ ફીદલ ઉપર કામ કરી શકતો નથી એવી વખતે ફીદલને જમણા હાથમાં ધરી ડાબે હાથે બો ફેરવવી, પણ દોરીઓનો અનુક્રમ (order) જેમનો તેમ રાખવો.



## અભ્યાસ પાઠ ૮ મો.

### 'નોટ' વાંચવી કેમ ?

દોરીપર આંગલું મુકયા વગર 'બો' ફેરવી વજારીએ તેને 'ઓપન' ( Open ) કહેછે, જે નોટમાં 0 આવાં મીડાંથી ઓળખાય છે.

જો નોટમાં $\frac{2}{0}$ લખ્યું હોય તો બીજી દોરી 'ઓપન' સમજવી, એટલે કે બીજી દોરીપર આંગલું મુકયા વગર 'બો' ફેરવવી.

જો $\frac{2}{1}$ લખ્યું હોય તો બીજી દોરીપર પેહેલું આગલું મુકવું.

જો $\frac{2}{2}$ લખ્યું હોય તો બીજી દોરીપર બીજું આંગલું મુકવું, પણ જો

$\overset{f}{\frac{2}{2}}$ આવી રીતે લખ્યું હોય તો બીજી દોરીપર બીજું આગલું કોમળ ( Flat ) વજારવું, એટલે કે તેની જગ્યાયરથી ઉંચકીને અરધો ઇંચ ઉપર અથવા તો પેહેલાં આંગલાંની નજદીક લઇ જઇ મુકવું.

જો $\frac{2}{3}$ લખ્યું હોય તો બીજી દોરી પર ત્રીજું આંગલું મુંકવુ,

પણ જો $\overset{s}{\frac{2}{3}}$ આવી રીતે લખ્યું હોય તો બીજી દોરીનું ત્રીજું આંગલું તીવ્ર (sharp) વજારવું અથવા ચોથાંની નજદીક લઈ જઇ મુકવું.

| | ચોથી, | ત્રીજી, | બીજી, | પેહેલી, | |
|---|---|---|---|---|---|
| S | 4 | 3 | 2 | 1 | આંગલું મુંકયા વગર. |
| F | 0 | 0 | 0 | 0 | |
| S | 4 | 3 | 2 | 1 | પેહેલું આંગલું. |
| F | 1 | 1 | 1 | I | |
| S | 4 | 3 | 2 | 1 | બીજું આંગલું. |
| F | 2 | 2 | 2 | 2 | |
| S | 4 | 3 | 2 | 1 | ત્રીજું આંગલું. |
| F | 3 | 3 | 3 | 3 | |
| S | 4 | 3 | 2 | 1 | ચોથું આંગલું. |
| F | 4 | 4 | 4 | 4 | |

( ઉપર લખીછે તે દોરીઓ—નીચે લખ્યાં છે તે આંગલાંઓ )



# નીશાનીઓની સમજ.



S  સ્ટ્રીંગ—દોરી.

F  ફીંગર—આંગલું.

*f*  ફ્લૅટ—કોમળ.

*s*  શાર્પ—તીવ્ર.

*  જે નોટની ઉપર ( જમણી બાજુએ ) આવું ફીંડુ હોય તે નોટ લંબાવવી ( લોંગ સમજવું )—આખી 'બો' ફેરવવી.

*  જે નોટની નીચે ( જમણી બાજુએ ) આવું ફીંડુ હોય તે નોટ ટુંકમાં વજારી નાખવી ( શોર્ટ સમજવું. )

{ 2* / 3 } લોંગ    { 2 / 3* } શોર્ટ.

⌒ આવી નીશાની હોય તે આંગલાં એકજ 'બો' માં લઇ લેવાં.

(⌒ આવા વલાયામાં જેટલાં આંગલાં હોય તેટલાં બધાં સાથેજ એકજ વખતે મારી દેવાં. )

═══ જ્યાં આવી નીશાની હોય તે આંગલાં ઝડપથી લેવાં.

,  બોલોને છુટા પાડવા માટે 'કોમા' વાપરી છે.

|  લાઇન ( લીટીઓ )ના ભાગો પાડવા માટે આવી ઉભી લીટી.

||  લાઇનોનો સંબંધ છુટો પાડવા માટે આવી બે ઉભી લીટી.



# અભ્યાસ પાઠ ૯ મો.

## એક્સરસાઇઝ.

નંબર ૧—

| | | | | | |
|---|---|---|---|---|---|
| S | 4 4 4 4 | 3 3 3 3 | 2 2 2 2 | 1 1 1 1 | 1 |
| F | 0 1 2 3 | 0 1 2 3 | 0 1 2 3 | 0 1 2 3 | 4 |

| | | | | | |
|---|---|---|---|---|---|
| S | 1 | 1 1 1 1 | 2 2 2 2 | 3 3 3 3 | 4 4 4 4 |
| F | 4 | 3 2 1 0 | 3 2 1 0 | 3 2 1 0 | 3 2 1 0 |

નંબર ૨—

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| S | 44 | 44 | 44 | 44 | 33 | 33 | 33 | 33 | 22 | 22 | 22 |
| F | 00 | 11 | 22 | 33 | 00 | 11 | 22 | 33 | 00 | 11 | 22 |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| S | 22 | 11 | 11 | 11 | 11 | 11 | 11 | 11 | 11 | 11 11 | 22 |
| F | 33 | 00 | 11 | 22 | 33 | 44 | 44 | 33 | 22 | 11 00 | 33 |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| S | 22 | 22 | 22 | 33 | 33 | 33 | 33 | 44 | 44 | 44 | 44 |
| F | 22 | 11 | 00 | 33 | 22 | 11 | 00 | 33 | 22 | 11 | 00 |

નંબર ૩—

| | | |
|---|---|---|
| S | 2 2 2 2 | 1 1 1 1 |
| F | 0 1 2 3, | 0 1 2 3 |
| | સા રે ગ મ | પ ધ ની સા |

| | | |
|---|---|---|
| S | 1 1 1 1 | 2 2 2 2 |
| F | 3 2 1 0, | 3 2 1 0 |
| | સા ની ધ પ | મ ગ રે સા |

નંબર ૪—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S | 2 2 2 | 2 2 2 | 2 2 1 | 2 1 1 | 1 1 1 | 1 1 1 |
| F | 0 1 2 | 1 2 3 | 2 3 0 | 3 0 1 | 0 1 2 | 1 2 3 |
| | સા રે ગ | રે ગ મ | ગ મ પ | મ પ ધ | પ ધ ની | ધ ની સા |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S | 1 1 1 | 1 1 1 | 1 1 2 | 1 2 2 | 2 2 2 | 2 2 2 |
| F | 3 2 1 | 2 1 0 | 1 0 3 | 0 3 2 | 3 2 1 | 2 1 0 |
| | સા ની ધ | ની ધ પ | ધ પ મ | પ મ ગ | મ ગ રે | ગ રે સા |

નંબર ૫—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S | 222 22 | 22222 | 2222 1 | 21211 | 11111 | 11111 |
| F | 010 12 | 12123 | 2323 0 | 30301 | 01012 | 12123 |
| | સારેસારેગ | રેગરેગમ | ગમગમપ | મપધપધ | પધપધની | ધનીધનીસા |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S | 11 11 1 | 11111 | 11112 | 12122 | 22222 | 22222 |
| F | 32 32 1 | 21210 | 10103 | 03032 | 32321 | 21210 |
| | સાનીસાનીધ | નીધનીધપ | ધપધપમ | પમપમગ | મગમગરે | ગરેગરેસા |

નંબર ૬—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S | 2 2 | 2 2 | 2 1 | 2 1 | 1 2 | 1 1 |
| F | 0 2 | 1 3 | 2 0 | 3 1 | 0 2 | 1 3 |
| | સાગ | રેમ | ગપ | મધ | પની | ધસા |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S | 1 1 | 1 1 | 1 2 | 1 2 | 2 2 | 2 2 |
| F | 3 1 | 2 0 | 1 3 | 0 2 | 3 1 | 2 0 |
| | સાધ | નીપ | ધમ | પગ | મરે | ગસા |

નંબર ૭—

| | | | | |
|---|---|---|---|---|
| S | 2 2 2 2 1 | 2 2 2 1 1 | 2 2 1 1 1 | 2 1 1 1 1 |
| F | 0 1 2 3 0 | 1 2 3 0 1 | 2 3 0 1 2 | 3 0 1 2 3 |
| | સા રે ગ મ પ | રે ગ મ પ ધ | ગ મ પ ધ ની | મ પ ધ ની સા |

| | | | | |
|---|---|---|---|---|
| S | 1 1 1 1 2 | 1 1 1 2 2 | 2 1 2 2 2 | 1 2 2 2 2 |
| F | 3 2 1 0 3 | 2 1 0 3 2 | 1 0 3 2 1 | 0 3 2 1 0 |
| | સા ની ધ પ મ | ની ધ પ મ ગ | ધ પ મ ગ રે | પ મ ગ રે સા |

નંબર ૮—

| | | | | |
|---|---|---|---|---|
| | *f* | *f* | *f* | *f* |
| S | 2 2 2 2 | 1 1 1 1 | 1 1 1 1 | 2 2 2 2 |
| F | 0 1 2 3, | 0 1 2 3 | 3 2 1 0, | 3 2 1 0 |
| | સા રે ગ મ | પ ધ નીસા | સાની ધ પ | મ ગ રે સા |

નંબર ૯—

| | | | | |
|---|---|---|---|---|
| | *ff* | *ff* | *ff* | *ff* |
| S | 2 2 2 2 | 1 1 1 1 | 1 1 1 1 | 2 2 2 2 |
| F | 0 1 2 3, | 0 1 2 3 | 3 2 1 0, | 3 2 1 0 |
| | સા રે ગ મ | પ ધ નીસા | સા નીધ પ | મ ગ રે સા |

# દેશી ગાયણના મુળતત્વો.

ગાયણમાં સુર, તાલ, અને રાગ આવેછે, જેમાં સુર અગત્યનો ભાગ બજાવે છે. સુરો સાત છે. ( જેનો એક ઝુમખો ' સપતક' કહેવાય છે. ) ગાયણ વીદ્યાનો પાયો સાત સુરોપર રચાયો છે.

| સુરનાં નામ. | સુરનાં આખાં નામ. | અંગ્રેજી નામો. | પ્યાનો અથવા હારમો-ન્યમની ચાવી. |
|---|---|---|---|
| સા | શડજ અથવા ખરજ | Do | C |
| રે | રૈખબ | Re | D |
| ગ | ગંધાર | Mi | E |
| મ | મધ્યમ | Fa | F |
| પ | પંચમ | Sol | G |
| ધ | ધૈવત | La | A |
| ની | નીખાદ ( નીષાધ ) | Ci | B |

આ સાત સુરો ( Tones ) જ્યારે જુદા જુદા અનુક્રમે આવેછે ત્યારે ગાયણોની લીટી બંધાયછે, પણ જ્યારે એજ સાત સુરો કોમળ (Flat) અને તીવ્ર (sharp) થઇને ચોકસ અનુક્રમમાં ગોઠવાય છે ત્યારે રાગ રાગણી બને છે. જો કોમળ તીવ્ર અવાજો આપણાં ગળાંમાંથી નહીં કાઢીએ તો ગાયણ ખોટું બની જાય.

સાત આખાં સુર (Tones)ના એક ઝુમખા (octave) થી જે 'સ્કેલ' બને છે તેને Indian Diatonic Scale કહેછે.

આ સાત આખાં સુરો (Tones) ઉપરાંત ગાયણમાં બીજાં પાંચ અરધાં સુરો (Semitones) આવેછે. એ સાત આખાં અને પાંચ અરધાં સુરો (Semitones) મલી બાર સુરોના જુમખાનો જે 'સ્કેલ' થાય તે Indian Chromatic

Scale કહેવાય છે. દેશી ગાયણુમાં પેહેલુ સુર 'સા' અને પાંચમુ સુર 'પ' હમેશ શુદ્ધ (Natural) રહે છે, તેથી Indian Chromatic scale માં 'સા' અને 'પ' એમનાએમ રહે છે, અને બાકીનાં તીવ્ર અને કોમળ (અરધાં સુર) થાય છે. વળી દેશી ગાયણુમાં એક ત્રીજો સ્કેલ (Enharmonic scale) આવે છે.

'એનહારમોનીક સ્કેલ એટલે-આખાંસુરો (Tones) અને અરધાં સુરો (Semitones) ઉપરાંત 'પા' અને 'પોણા' સુરો આવે છે, જે શરૂટીને નામે ઓળખાય છે. પા અને પોણા સુર ગાવા વજાડવામા ઘણાં મુશકેલ છે માટે અરધાં અથવા કોમળ અને તીવ્ર (Flat અને Sharp) સુરો ઉપર આપણુને ઘણુ ધ્યાન આપવું જોઇએ, કારણુ કે કોમળ તીવ્ર સુરો વગર રાગ રાગણીના અવાજમાં ફેર પડી જાય, તેથી ગાયણુ ખામી ભરેલુ થઇ પડે.

સપતકનાં સાત સુરોમાંથી જ્યારે 'સા' ( ખરજ ) નાં સુરથી ગાયણુ શરૂ કરી ગાઇએ ત્યારે ગાયણુ નીચલાં સુરનું બનેછે, પણુ કોઇ 'સા' ના સુરથી ગાવાને બદલે 'મ' ( મધ્યમ ) અથવા 'પ' ( પંચમ ) નાં સુરથી ગાય છે. એવી રીતે જ્યારે મધ્યમ અથવા પંચમથી શરૂ કરી એક એક સપતક અથવા Octave બનાવીએ ત્યારે તેને ગ્રામ કહેછે. ગ્રામ ત્રણુ છે.

આપણે ગાયણુ ગાતા હોઇએ ત્યારે સુરોની વચ્ચે વચ્ચે કંઇ લેહેકો આપીએ અથવા લ્હેરો કાઢીએ તેને મોરછન કહે છે. ( એક Octave માં ૨૧ મોરછન અને ૨૨ શરૂટી હોય છે).

તાન એટલે આપણે ગાયણુ ગાતા હોઇએ ત્યારે જે ગાયણુ ગાતા હોઇએ તે ગાયણુના રાગ અથવા રાગણીનો અવાજ એમનો એમ ચાલુ રાખી વચમાં વચમાં ઉંચાં નીચાં સુરો લઇએ તેને તાન કહેછે. તાન લેતી વખતે ધ્યાનમાં રાખવું જોઇએ કે જે રાગ અથવા રાગણી આપણે ગાતા હોઇએ તેનો અવાજ ફેરવઇ નહીં જાય.

ગાયણુ ગાવાનું શરૂ કર્યા આગમચ તેજ ગાયણુના રાગ અથવા રાગણીનાં અવાજને આપણે 'સુર' મારફતે કાઢીએ તેને અલાપ કહે છે. ઉસતાદ લોકો કોઇબી રાગ ગાવા અગાઉ અલાપ લે છે, (પેહેલા અલાપ લેઇને પછી તાન મારવાનું શરૂ કરેછે. )

સુરને લેઝત આપવા માટે અવાજ ઉતપન કરવામાં આવે તેને અલંકાર કહે છે. અલંકાર ૬૩ છે. અલંકારનો અવાજ કાઢવાની રીત એ છે કે એક ગ્રામનું સુર બીજાં ગ્રામનાં કોઇબી સુરની સાથે ભેળાય અને એક એકની પાસે (Juxtaposition માં) આવી અવાજ કરે. મુખ્ય રાગો ૭ છે. (ભેરવ, માલકોસ, હીંડોળ,

દીપક, શ્રીરાગ, મેઘ) પ્રથમરાગ, ભેરવ ગણાય છે. દરેક રાગમાંથી પાંચ પાંચ રાગણી બનાવવામાં આવીછે (કોઇ છછ કહે છે.) રાગ રાગણીઓમાંથી બીજી ઉપજ નીપજ કરવામાં આવી છે જેને પુત્ર અને ભારજા કહે છે. વળી ધુન, કળી, વગેરે ઉતપન્ન થયાં છે તેતો જુદાં; મતલબ એ કે પેહેલે જુદા જુદા ભાગો (Divisons) થયા છે, જુદા જુદા ભાગોના પાછા વીભાગો Subdivisions થયા છે, વળી પાછા એ વિભાગો ( Subdivisons ) નાખી બીજા Subdivisons કરવામાં આવ્યા છે.

ગઝલ, ઠુમરી, દાદરો, તીલાણો, ચતરંગ, ધ્રુપદ એ ગાયણની કાવ્યરચનાના પ્રકાર ગણાય ( જેમ અંગ્રેજીમાં Quadrille, Waltz હોય છે તેમ )

ત્રીતાલો, તીવ્રટ, ચોતાલો, જપતાલ, બ્રહ્મતાલ, તાલસુલફાક વગેરે વખતનું માપ અથવા તાલ ( Time ) કહેવાય. (જેમ અંગ્રેજીમાં 2/4, $\frac{3}{4}$ હોય છે તેમ.)

ભેરવી, કલ્યાણ, ગૌરી, કેદારો, બેહાગ વગેરે રાગણીનાં નામ જાણવાં; પણ ખમાચ, કાફી, જીંજોટી, પીલુ, દેશ, પરજ, એ તો રાગણી નથી પણ ધુન ( રાગ રાગણીમાંથી નીકળેલાં ડાલ પાંખરાં) છે.

સપતકનાં સાત સુરો, સા ( શડજ ) રે ( રેખબ ), ગ (ગંધાર), મ (મધ્યમ), પ ( પંચમ ), ધ (ધૈવત ), ની (નીખાદ), જુદાં જુદાં રાગ, રાગણી, ધુન, વગેરેમાં જુદી જુદી રીતે કોમળ તીવ્ર થાય છે. ( એમ થવાથી જુદાં જુદાં રાગ રાગણીનાં જુદા જુદા અવાજો પ્રગટ થાય છે) 'સા' અને 'પ' દરેકમાં સુધ (Natural) રહેછે.

'ભેરવ' માં સા અને પ સુધ્ધ ( Natural )—રે, મ, ધ કોમળ ( flat )—અને ગ તથા ની તીવ્ર ( Sharp ) હોય છે. ' ભેરવી' માં સા અને પ સુધ્ધ છે—બાકીનાં (રે, ગ, મ, ધ, ની) બધાં કોમળ છે. 'આસાવરી' માં સુર ભેરવીની માફક છે, પણ 'જોગીયા આસાવરી'નાં મીશ્રમાં ફરક પડે છે, કારણ કે 'જોગીયા'માં ગ અને ની કોમળ રહેવાને બદલે તીવ્ર ( Sharp ) થાય છે, બાકીનાં રે, મ અને ધ કોમળ. ' ટોડી' માં રે, ગ, અને ધ કોમળ, તથા મ, અને ની તીવ્ર. ' સુરપરદા 'માં મ કોમળ, તથા રે, ગ, ધ, ની તીવ્ર. ' બીભાસ ' એ પાંચ સુરનો રાગ છે એમાં મ ( મધ્યમ ) તથા ની ( નીખાધ ) નથી, બાકી રહેલાં સુરોમાંથી રે, ગ, ધ તીવ્ર. 'સારંગ'માં કોઇ વખત છ સુર અને કોઇ વખત પાંચજ સુર હોય છે, એમાં રે તીવ્ર, તથા ગ, મ, અને ની કોમળ.

બસંત—રે કોમળ. ગ, ધ, ની તીવ્ર. મ તીવ્ર અને કોમળ ( બેઉ ).

ભીમપલાસ—રે, ગ, ધ કોમળ ની તીવ્ર તથા મ કોમળ અને તીવ્ર ( બેઉ ).

શ્રીરાગ—રે, ધ કોમળ ગ, ની તીવ્ર. મ તીવ્ર અને કોમળ. ( બેઉ ).

મુલતાની—ની તીવ્ર. બાકી સુરો કોમળ.

ધનાશ્રી—રે કોમળ. બાકી બધાં તીવ્ર.

સીંધુરો—ગ,મ, ની કોમળ. રે, ધ તીવ્ર.

કાફી—રે, ધ તીવ્ર. ગ, મ, ની કોમળ.

સીંધ—ગ, ની કોમળ.

માંડ—મ કોમળ. બાકી બધાં તીવ્ર.

ગૌરી—રે, મ, ધ કોમળ. ગ, ની તીવ્ર. (એનો અવાજ 'કાલંગરા 'ને એટલો તો મલતો છે, કે એ બે રાગો અવાર નવાર ભેળાઇ જાય છે, અને પારખવા મુશકેલ થઈ પડે છે; મુખ્યકરીને ગૌરી 'કાલંગરા' તરીકે પરખાવાની ભુલ સાધારણ છે. )

પીલુ—મ અને ધ કોમળ. રે અને ની તીવ્ર. ગ કોમળ અને તીવ્ર ( બેઉ )

પુરબી—રે, અને ધ કોમળ. ગ, મ, ની તીવ્ર.

પુરીઆ—રે, મ, ધ કોમળ. ગ અને ની તીવ્ર.

સીંધવી—રે તીવ્ર. બાકી બધા કોમળ.

મારવો—એમાં પ નથી ( Absent છે. ) રે કોમળ. બાકી બધા તીવ્ર.

હીંદોળ—એ રાગમાં રે અને પ નથી ( Absent છે.) એ રાગ પાંચજ સુરનો છે. એમાં ગ, મ, ધ, ની એ બધાં તીવ્ર છે ( માલકોસથી ઉલટું. )

દીપક—એ રાગ પા અને પોણાં સુરોથી ભરપુર છે.

કલ્યાણ—સા અને પ સુધ્ધ. બાકીના બધાં તીવ્ર ( ભેરવીથી ઉલટું.)

શ્યામ—મ કોમળ.

યમન—કલ્યાણનીજ માફક.

હમીર—મ કોમળ અને તીવ્ર ( બેઉ ) બીજા સુરો તીવ્ર.

ભુપાલી—એમાં મ ( મધ્યમ ) નથી.

કામોદ—મ ( મધ્યમ ) બેઉ છે. બીજા સુરો તીવ્ર.

છાંયા—મ કોમળ, બીજા સુર તીવ્ર.

નટ—બધાં તીવ્ર ( સા અને પ સુધ્ધ. )

જીલ્લો—રે, ધ તીવ્ર. ગ, મ, ની કોમળ.

જીંઝોટી—રે, ગ, ધ તીવ્ર. મ, ની કોમળ.

જગલો—રે, ગ, ધ તીવ્ર. મ ની કોમળ.

સોરઠ—મ અને ની કોમળ. બીજા સુર તીવ્ર ( એનો અવાજ 'દેશ' ના અવાજને મળતો છે. )

કેદારો—મ કોમળ. બીજાં સુરો તીવ્ર.

બેહાગ—એ પાંચ સુરનો રાગ છે. એમાં રે અને ધ નથી (Absent) મ કોમળ ગ અને ની તીવ્ર. એ રાગણીની આરોહી'માં ( ઉતરતાં ગાવામાં) રે અને ધ આવે છે.

જેજેવંતી—રે, ગ, ધ તીવ્ર. મ અને ની કોમળ.

ખમાચ—રે, ગ, ધ તીવ્ર. મ અને ની કોમળ.

કાનડો—રે અને ધ તીવ્ર. ગ, મ, અને ની કોમળ.

અદાનો કાનડો—ની તીવ્ર.

દેશ—મ કોમળ. બીજા સુર તીવ્ર.

મેઘ—રે અને ધ તીવ્ર, ગ, મ, ની કોમળ.

મલ્લાર—મ કોમળ. બીજાં સુર તીવ્ર.

પરજ—રે, ધ કોમળ. ગ, ની તીવ્ર. મ કોમળ અને તીવ્ર ( બેઉ. )

કાલંગરો—રે, મ, ધ કોમળ. ગ અને ની તીવ્ર.

સોહેની—એમાં પંચમ નથી ( Absent ). રે, મ, ધ કોમળ. ગ અને ની તીવ્ર.

માલકોસ—પાંચ સુરનો રાગ છે. રે તથા પ નથી ( Absent ) ગ, મ, ધ, ની એ સઘલાં કોમળ ( હીંદોળથી ઉલટું. )

લલત—પંચમ નથી (Absent). રે, ધ કોમળ. ગ, ની તીવ્ર. મ કોમળ અને તીવ્ર બેઉ.

રામકલી—રે, મ, ધ કોમળ. ગ, ની તીવ્ર.

બીલાવલ—મ કોમળ, અને રે, ગ, ધ, ની તીવ્ર.

આ બધા રાગોમાં કોઈ રાગ અથવા રાગણીની ઘણી જાતો ( Varieties ) હોય છે ; જેમકે, સારંગ અને ગોડસારંગ, કલ્યાણ અને શ્યામ કલ્યાણ, યમન કલ્યાણ, ભુપ કલ્યાણ વગેરે. આસાવરી અને જોગીયા આસાવરી, બીંદ્રાબન આસાવરી વગેરે, કાનડો અને અડાનો કાનડો, સુઘરઇ કાનડો, દરબારી કાનડો વગેરે.

કેટલીક રાગણીઓ મીશ્ર થઇને આવે છે; જેમકે, પરજ કાલંગરો, બરવામાંડ, સીંધ ભેરવી, સીંધ કાફી, જોગીયા આસાવરી વગેરે.

કેટલાંક રાગ રાગણીઓના અવાજ એક બીજાને ઘણા મળતા આવેછે, તેથી પારખવામાં ભુલાવો ખાવો પડે છે; જેમકે, ગોરી અને કાલંગરો.

કેટલાંક રાગ રાગણીઓ એક કુટુંબના હોય એમ માલમ પડે છે, જેમકે પરજ, કાલંગરો, ગૌરી વગેરે એકજ વર્ગ ( Group ) માં મેલી શકાય છે; સારંગ, કાફી, અને કાનડો એકજ કટુંબના મેમબર ગણાય છે, અને દેશ તથા મલ્લાર, સીંધ તથા કાફી, મુલતાની તથા ધનાશ્રી, જીલ્લો તથા જીંજોટી એક બીજાનાં નજદીકનાં સગાં હોય એમ દેખાય છે.

કેટલીક રાગણીનાં સુરો એક સરખાં હોવા છતાં તેઓની ચલણમાં અને અવાજમાં અજબ જેવો ફેરફાર માલમ પડે છે; જેમકે, કાફી અને કાનડો, ભેરવી, અને આસાવરી વગેરે.

જુદાં જુદાં રાગ રાગણીના જુદા જુદા વખતો છે.

ભેરવ અને રામકલી પ્રાતકાલે ( સુરજના ઝલકલાંતે વખતે ) ગવાય છે. સવારે સુરજ ઉગ્યા પછી બપોર સુધીમાં ભેરવી, આસાવરી, જોગીયા, બીલાવલ, ટોડી, ગુજરી, ખટ, ચુપસ્દા, બીભાસ, બસંત, વગેરે ગણાય છે. બપોરથી સાંજ સુધીમાં ભીમપલાસ, સારંગ, શ્રીરાગ, મુલતાની, ધનાશ્રી, સીંધુરો, સીંધ, ગોરી, પીલુ, પુરબી, પુરીઆ, મારવો, માલશ્રી, હીંડોળ વગેરે ગવાય છે. સાંજે દીવા વધરાયા કે કલ્યાણ ( તેના બધા વિભાગો શ્યામ, યમન વગેરે સાથે ) શરૂ થાય છે તે રાતે દસ વાગ્યાસુધી ચાલુ રહેછે ત્યારપછી કેદારો આવે છે. મધરાત પડે કે બેહાગ, દેશ, મલ્લાર વગેરે દેખાવ દે છે. પાછલી રાત પડી કે પરજ, કાલંગરો, સોહેની, લલત, અને માલકોસ પોતાના શાંતી સુચક અવાજો કાઢે છે. કેટલીક રાગણીઓ કોઇપણ વખતે ગવાય છે; જેમ કે, માંડ, કાફી, જીલ્લો, જીંજોટી વગેરે ખમાચ પણ કોઇબી વખતે ગવાઇ શકાય.

રાગ રાગણીના વખત જુદા જુદા છે પણ કેટલાંક રાગ રાગણી એક બીજા સાથે સંબંધ રાખે છે. જેમકે 'ટોડી' એ સવારનાં ગવાતી રાગણી છે, એ પાછલી રાતના રાગ 'માલકોસ' સાથે સંબંધ ધરાવેછે. તેજ પ્રમાણે:—

રામકલી — ભેરવ સાથે સંબંધ રાખેછે.

સારંગ—કાફી અને કાનડા સાથે „ „

બસંત—કાનડા સાથે „ „

| | | |
|---|---|---|
| ભીમપલાસ—મુલતાની સાથે | ,, | ,, |
| ધનાશ્રી—મુલતાની સાથે | ,, | ,, |
| સીંધુરો, રામશ્રી, અને તેલંગ—કાફી સાથે | ,, | |
| સીંધ—કાફી અને ભેરવી સાથે | ,, | ,, |
| નટ—કલ્યાણ સાથે | ,, | ,, |
| સોરઠ—દેશ સાથે | ,, | ,, |
| ગોંડ—મલ્લાર સાથે | ,, | ,, |
| મલ્લાર—દેશ સાથે | ,, | ,, |

પરજ, કાલંગરો, સોહેની અને લલત ઘણી વેળા એક બીજામાં ભેળા ભેળ થઇ જાય છે (જે પોતાના ચોકસ કાયદાઓ distinctive characters થી છુટા પાડી શકાય છે.)

માલકોસ—કૌસી નામના રાગ સાથે સંબંધ રાખે છે. દેશી ગાયણમાં હેમ, એમ, મોહન, સોરઠ, ભેરવી, અને પીલુ એ સૌથી મધુર (sweetest) ગણાય છે.

આપણે આગલ કહી ગયા તેમ દેશી ગાયણમાં સરગમનાં સાત સુરોમાંથી પેહેલું સુર સા (શડજ) અને પાંચમું સુર પ (પંચમ) એ હમેશ સુધ (Natural) રહે છે. બાકી પાંચ સુર રહયાં તે કોઇ રાગ અથવા રાગણીમાં બધાં તીવ્ર થઇ જાય છે, કોઇમાં બધાં કોમળ થાય છે, કોઇમાં થોડાં કોમળ તો ઘણાં તીવ્ર કોઇમાં થોડાં તીવ્ર તો ઘણાં કોમળ થઇને આવેછે. એ પ્રમાણે વધતા ઓછાં કોમળપણાં અને તીવ્રપણાંનાં પ્રમાણ પ્રમાણે રાગરાગણી નરમ કે જલ્લદ બને છે.

'કલ્યાણ'માં સુરો તીવ્ર હોવાથી 'કલ્યાણ'ની રાગણી ઉસકેરનારી થઇ પડેછે અને ધમકીનો જુસ્સો રજુ કરેછે. 'ખમાચ' ઉસકેરનારી રાગણી છે (લડાયક જુસ્સો દેખાડે છે.) 'જીંજોટી' હરખ, તકરાર, અને ચેલેંજ બતાવે છે. 'કાનડો' ક્રોધ અને ગુસ્સાનો જુસ્સો રજુ કરેછે. 'માલકોસ' અને 'પરજ' અરજ ગુજારે છે. 'ભેરવી' કાલાવાલા અને નશિહત કરેછે. (ભેરવી કોમળ રાગણી હોવાથી એમાં કાલાવાલા કરવાનું આવેછે.) 'લલત' શોકાતુર છે. 'આસાવરી' માહેતમ અને રૂદન કરેછે. 'સારંગ' તેજી રાગ છે. 'હીંદોળ' જલ્લદ રાગ છે. 'દીપક' આગ ઉત્પન્ન કરેછે. 'બીલાવલ' આશા બતાવે છે. 'ધનાશ્રી' ગમથી ભરેલી છે. 'બેહાગ' ધીરજ આપેછે. 'પુરબી' માહેતમનો જુસ્સો દર્શાવે છે. 'પુરીઆ' રૂદન સાથે નીરાશ બતાવે છે. 'કાફી' રંગભરી ખુશાલી દર્શાવે છે (તથા મશ્કેરી પણ કરેછે.) 'મુલતાની' નસીહત સાથે ઠપકો દે છે. 'પીલુ" ની ધુન માહેતમ ભરી ફરીયાદ રજુ કરે છે.

દેશી ગાયણમાં સુરોની ઘણી બારીક વેંહેચણી થઇ ગઇ છે તેથી, તથા એમાં આખાં અને અરધાં સુરો ઉપરાંત પા અને પોણા સુરો આવવાથી તથા તાન, અલાપ, મોરછન, અલંકાર વગેરે ઘણી તરાહનાં સણગાર (Variations, Graces, અને embellishments) આવવાથી કરીને દેશી ગાયણ દરેક તરેહના જુસ્સાઓ રજુ કરેછે (જુસ્સાઓ રજુ કરેછે એટલુંજ નહીં પણ જુસ્સાઓ દરેક પ્રકાર ઉતપન્ન કરેછે).

'કલ્યાણ' 'સીંધુરો' 'બીલાવલ' 'જીંઝોટી' એવા રાગો યુરોપીઅન ગીતોમાં ઘણી વાર આવે છે. દાખલા નીચે પ્રમાણે :—

| યુરોપીઅન ગીતોનાં નામ. | દેશી રાગનાં નામ. |
|---|---|
| Wait for the Waggon. | બીલાવલ. |
| Sparkling Schottische. | બીલાવલ. |
| Cheer Boys Cheer. | સીંધુરો. |
| Oh ! Susana. | કલ્યાણ. |
| Rosalie de prairie Flower. | કલ્યાણ. |
| Vallentine Gallop. | જીલ્લો બીલાવલ. |
| Home Sweet Home. | માંડ. |
| Last Rose of Summer. | બેહાગ. |
| Mocking bird. | જીંઝોટી. |
| Doodah Gallop. | જીંઝોટી. |
| Ratty Madam Song. | " |
| Spring Gentle Spring Valse. | " |

| યુરોપીઅન ગીતોનાં નામ. | દેશી રાગનાં નામ. |
|---|---|
| Chi-del-gita no-e. | ઝીંઝોટી-પદ. |
| Twenty Love Sick Maidens We | ઝીંઝોટી-ગજલ. |
| Paddle your own Canoe. | ,, |
| National Anthem. | ઝીંઝોટી. |

છેવટે આ લખાણ પુરૂ કરતાં એટલીજ અરજ કરવા ધારી છે કે કેટલીક નાટક મંડળીઓમાં હાલ 'આલુ જમાનાનો સુધારો' એવાં ઓથાં તળે વગરસમજના ફેરફાર કરવામાં આવે છે.

મધુર દેશી રાગરાગણીઓને એક કોરે બેસાડી ધરધર ફરફરના રાગો પ્રગટી નીકળે છે. કોઇ નાટક કંપનીમાં તો એક સારંગીવાલો પણ રાખવામાં આવતો નથી એ ભુલ ભરેલું છે, કારણ કે દેશી ગાયણને દરેક સુરોનાં પુર બહારમાં રજુ કરવા લાયક વાજીંત્ર સારંગીજ છે. વળી દેશી નાટક તખ્તા ઉપર જે ગાયણ રજુ કરવામાં આવે તે જો જુસ્સા અને અસરને બંધ બેસ્તું રચવામાં આવે તો તે સોનાને સુળનું થઇ પડે, કારણકે નાટક એ જીંદગીનું એક નસીહતરૂપી ચરીત્ર છે અને આ ક્ષણ-ભંગુર સંસારમાં જુદે જુદે વખતે માણસની જુદી જુદી હાલત બને છે. હસવું, રડવું, ખુશાલી, ક્રોધ, ચડતી, પડતી, શાંતી, ધભરાટ, સગન, વધન, નાશ, જાહોજલાલી, એવી એવી હાલતો ચકરાવો લેયા કરે છે, અને તેથી આ દુન્યા સંસારના નાટક તખ્તા ઉપર દરેક માણસનો, પોતાની ટુંક દુન્યાઇ મુસાફરીને દરમ્યાન પોતાનો ભાગ ભજી બતાવતાં, જે **સબળ હાથ** આ સંસારની ચાવી ચલાવે છે તેની મેહેરબાની માંગતાં, આશ્ચર્ય અને સંતોષ બતાવવા સીવાય છુટકો નથી, કારણકે આસમાનનું ચક્કર કોઇને છોડતું નથી. ગરીબ કે તવંગર, બાદશાહ કે ફકીર, નોકર કે શેઠ, બદ કે નેક, જમાનાની ગીરદેશી જાલમાં સપડાયા વગર રહેતા નથી. એવી રીતનું કોઇ દુન્યા સંસારનું ચરીત્ર નાટક તખ્તા ઉપર રજુ થતું હોય તે વેળાએ નાટક કરનાર 'એકતર' જેને પોતાનો નેમી આપેલો ભાગ ભજવવો પડેછે, તેને પણ નાટક તખ્તાપર જુદી જુદી હાલતમાંથી પસાર થતાં, જુદા જુદા આવ

બતાવવા પડેછે. એવા આવભાવ બતાવવા માટે, મનની જુદી જુદી હાલત દર્શાવવા માટે, અને જુદા જુદા જુસ્સાઓની અસરો ઉપજાવવા માટે દેશી ગાયણુમાં સંખ્યાબંધ ગાયણો પડેલાં છે. નાટક તખ્તાઉપર જુદા જુદા જુસ્સાઓ રજુ કરવા માટે તેને બંધ બેસતાં દેશી રાગ રાગણીઓનો ઉપયોગ કરવામાં આવે તો દેશી ગાયણુની જે ખુબીઓ છે (જે હાલ ઢંકાઈ રહેલી છે) તે બહાર આવે, અને રાગદારીનું જ્ઞાન ખાસો આમમાં ફેલાવો પામે. દાખલા તરીકે:—

ખ્વાબે મહોબતના નાટકનું નીચલું બીલાવલનું ગાયણુ એની જગ્યાએ બંધ બેસતું થઇ પડેછે.

બીલાવલ—ગજલ.

ઉસકો તલાશ કરકેલા અએ મેરીજાં નીકલ નીકલ.

ભુપ—ગજલ.

હોવેગા તેરા સર કલમ હમપે બલા જોહો સોહો.

હામાનનાં નાટકનું આ ગીત લાગુ પડતું છે કારણકે એમાં બે હરીફ વચ્ચે ધમકીરૂપી અઠડા અઠડી સમાયલી છે તેથી એ રાગમાં ચાલે, પણ ખુદાદાદનાં નાટકમાં ‘મોરી જીઅરવા જાની મીલી’ એ ભેરવીની ઠુમરી કદાચજ ચાલે કારણ કે એક દીકરીના મેલાપથી એક બાપને જે જાતનો હરખ લાગવો જોઇએ તેવો હરખ જો ‘જીંજોટી’માં જાહેર કીધો હોય તો તે બહુ બંધ બેસ્તું થઇ પડે.

અલાદીનના નાટકમાં શાહાજાદી બદરૂલબદર અબનેઝાર જાદુગરને ભેરવીમાં કહેછે કે ‘અરે મુજી હટ હટ હયાં જાને દે’ એ ગીત લાગુ પડતું નથી. રૂસતમ સોરાબના નાટકમાં સોરાબનાં મરણપર માહેતમ ઉઠાવતાં રૂસ્તમ નીચલું ગાયણુ ગાયછે તે જુસ્સાને અનુસરતું છે.

જોગીઆ આસાવરી.

મને નહીંરે ખબર તારી.

આજમશાહાના નાટકનું નીચલું ગાયણુ લાગુ પડી શકે નહીં.

યમન કલ્યાણ—ધ્રુપદ.

કરીમ રહીમ સત્તાર ગફ્ફાર હલીમ.

ગોપીચંદના નાટકનું નીચલું ગાયણુ લાગુ પડતું છે.

ભેરવ.

સચા ગુરૂ હએ દાવરો દાતા.

રસીક મણીના નાટકમાંનું પેહેલું ગાયણુ (રસીક નીરાશામાં આવી ગાય છે કે) 'ખોહયું સર્વ વિફળ વિહવળ હું થયો' એ તદન લાગુ પડતું છે. આજમશાહાના નાટકમાં આજમશાહા ગાય છે કે 'સગે ગુરૂરને મુજે મીસમાર કરદીયા' એ લાગુ પડતું છે.

નેક ખસલત તેહેમીનાના નાટકમાં ચકલેહ ચીરડાઇને મુસાફરોને ચુપ રહેવા કહેછે કેઃ—

પીલુ.

મુરખ લોક કેમ નથી સમજતા.

મુગા મરો બેવકુફ અનાડી.

આ ગાયણુ લાગુ પડી શકે નહીં કારણુકે એક ચીરડાયલો શખસ બીજાને દમ ભરાવતો હોય ત્યારે ગમગીનીની ફરીયાદ કરવાનાં અવાજ કરતાં ગુસ્સાના જુસ્સાનો અવાજ કાઢે તે બરોબર કહેવાય. એજ નાટકમાં શેહેનશાહા નોશાદ ગુસ્સે થઇ ગુનેહગારોને બેડી પેરાવાનો હુકમ આપે છે કે 'રે કોતવાલ ઝટ આવી, બે હાથે બેડી નાંખરે'. આ ગાયણુ સીંધ ભેરવી છે તેથી લાગુ પડી શકે નહીં કારણુકે એક તખત ઉપર બેઠેલો શેહેનશાહા ગુનેહગારને સજા ફરમાવવાનો હુકમ આપે ત્યારે તેનો અવાજ કાલાવાલાની ઢપનો ન જોઇએ પણુ ધમકીના જુસ્સા-ભરેલો હુકમ કરવાનો અવાજ જોઈએ. ગોપીચંદનાં નાટકમાં ગોપીચંદ નીચલાં ગાયણુમાં મોક્ષીન્દ્રનાથ પાસે માફ માગવાની અરજ કરેછે તે લાગુ પડી શકે.

ભીમપલાસી–ઠુમરી.

અરજ સુનલીજો મોરી, ખતા બખ્શદો મોરી.

અલીબાબાના નાટકમાં ચોરનો સરદાર જ્યારે એક રાતના અલીબાબાના ઘરમાં આવી ઉતર્યો છે અને અલીબાબા ઉપર વેર વસાવા માંગેછે તે વેળાએ તેનાં મનમાં એમ છે કે દુશમનને કતલ કરૂં (મારૂં યા મરૂં) એવા દીલના જુસ્સાની હાલતમાં તે નીચલું ગાયણુ ગાયછે તે લાગુ પડી શકે નહીં (કારણુ કે એવે ઠેકાણે કોઇ ક્રોધભર્યા જુસ્સાની અસરવાલો રાગ ગાવો જોઇએ.)

ભેરવી–દાદરો.

અય અજલ, જલ્દચલ, અબનટળ યામચળ.

પણુ હાતમતાઇના નાટકમાં જ્યારે જાદુગર હાતમનાં હાથપર માર્યો જાયછે ત્યારે જાદુગરની દીકરી નીચલાં ગાયણુમાં માહેતમ કરેછે તે તદન લાગુ પડતું અને અસરને અનુસરતુ છે.

